# The
# ALVATION ARMY
# SONGSTER'S
# COMPANION.



## मुक्तिफोजना गवैयानो साथी.



અમદાવાદ,
મુક્તિફોજનું મુખ્ય સ્થળ,
મીરજાપુર રસ્તો.
M. Press, Shahpur, Ahmedabad.

## Subject Index of Songs.

## ગીતોના વિષયોની અનુક્રમણિકા.


Calvary વધસ્તંભ. ૧,૨,૫,૨૧,૨૯,૯૧.

Salvation મુક્તિ. ૨,૩,૪,૨૨,૨૭,૨૮,૩૧,૩૨,
૩૪,૩૭,૪૦,૪૧,૪૭,૪૮,૫૦,૫૧,૫૬,૫૭,૫૮,
૬૧,૬૨,૬૭,૬૮,૬૯,૭૧,૭૮,૮૦,૮૬,૮૭,૮૮,
૮૯,૯૦,૯૪,૯૯,૧૦૦.

Experience અનુભવ. ૬,૭,૯,૧૦,૨૩,૨૫,૩૦,
૩૫,૩૬,૪૯,૬૨,૭૯,૮૨,૯૨,૯૬,૯૭.

Holiness પવિત્રાઇ. ૧૧,૧૨,૧૩,૧૪,૧૫,૧૬,
૧૭,૪૨,૪૩,૪૪,૫૪,૬૩,૬૪.

Praise સ્તુતિ. ૮,૪૯,૫૫,૬૦,૬૨,૬૬,૯૯.

Prayer પ્રાર્થના. ૨૦,૩૮,૩૯,૪૧,૫૧,૫૨,૫૪,
૭૪,૮૪,૯૩,૧૦૩. [૯૮.

War યુદ્ધ. ૧૮,૧૯,૨૪,૫૯,૬૫,૭૩,૮૧,૮૫,૯૫,
Flag ધ્વજા. ૫૩. Doctrines મત. ૪૫,૪૬.
Principles નિયમ. ૧૦૧,૧૦૨. Xmas નાતાલ. ૭૫,૭૬,૭૭. Judgement ન્યાયનો દિવસ. ૨૬,૩૩. Smoking તમાકુ. ૭૨. Bible Stories શાસ્ત્ર વાર્તા. ૨૧,૩૩,૮૩. Jesus ઇસુ ૫૨.

# મુક્તિફોજના ગવૈયાનો સાથી.



સંગ્રહ કરનાર તથા અધિપતિ
મેજર દયાસાગર—અમદાવાદ.



પ્રસિદ્ધ કરનાર
કર્નલ જે. સ્પૂનર, મુક્તિફોજ,
અમદાવાદ.



અમદાવાદ: શાહાપુર નવીપોળમાં શ્રી પ્રજાહિતાર્થ
મુદ્રાલયમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.



સન ૧૯૧૮. પ્રત ૧ ૦૦૦ પ્રથમાવૃત્તિ



કિંમત ૨ આના.

# મુક્તિફૌજના ગવૈયાનો સાથી.

## અંગ્રેજી રાગનાં ગીતો.

### *When I survey.*

ખિસ્તંભને ધારી જોતાં–ત્યાં મુઓ ગૌરવનો સરદાર–
લાભ મારાને ગણું ટોટા, ને ગર્વને હું કરૂં ધિક્કાર.

એવું ન થાય કે કરૂં ગર્વ, શિવાય કે ખ્રીસ્તના મૃત્યુ માંય;
જે મને વ્હાલું તે હું સર્વ ખુશીથી નાખું તેને પાય.

મુઓ દિલ માથુ, હાથ પાયથી, વહે છે પ્રીતિ ને લોહીની ધાર
કહી કોણે પ્રિત એવડી! કે તાજ કંટક એવો પેરનાર!

જે આખી શૃષ્ટિ હોય મારી તોએ તે ઘણું ઓછું થાય;
પ્રિત બદલે એવી ઇશ્વરી તન મન ધન તથા પ્રાણ અપાય.

### ૨ *There is a Fountain*

એક ઝરામાં ભરેલું રક્ત, જે ખ્રીસ્તથી વહ્યો છે;
જે પાપી નાહ્યો છે તે વખત તે ધોળો થયો છે.

હું માનું છું, હું જાણું છું, ઇસુ મારે લીધે,
વધસ્તંભપર લોહી વહેવડાવ્યું પાપથી છોડાવવાને.

મરતો ચોર એને જોઇને પામ્યો પાપની માફી;
ને એમાં હું પણ ધોઈને બચ્યું બધાં પાપથી.

વિશ્વાસથી હું જોઉં છું ધાર જે તારા દિલથી વહી
ને જોઇ તારી પ્રીતિ અપાર તને હું તજું નહિ.

૩ *Jesus the name high.*

ઇસુ છે નામ સૌથી ઊંચું આકાશ ને પૃથ્વી પર;
માણસ તેની ભકિત કરે, સેતાનને લાગે ડર.

જે પાપમાં મરી ગએલા જીવે છે આ નામે;
જે છે સેતાનના ફાંદામાં તે છુટકો તર્ત પામે.

પાપની સાંકળને તોડે છે ને આપે છે છુટકો;
તેના લોહીથી સર્વ છુટે, તેથી હું છુટેલો.
હે કે સર્વ લોક ચાખી જુએ ઈસુનો પ્રેમ અપાર;
આખા જગમાં અજવાળુ થાય ને જતું રહે અંધકાર.

૪ *Hark the Gospel News.*

આખા જગના છેડા સુધી, સાંભળો સઘળા સમાચાર;
પાપીને તારવાને લીધે ઈશુ થયો છે મરનાર;
હે પાપીઓ, જુઓ તેનો પ્રેમ અપાર.

કૃપા નદી જેવી વહે છે, લાખોને મળી તૃપ્તી;
તોપણ આજ સુધી ચાલે છે,ખ્રીસ્તની વીંધાએલી કુંખથી;
સઘળાં જીવે, ઇશુ દાતા છે મુક્તિ.
ખ્રીસ્ત ઉપર છે ઇચ્છા મારી, સ્વર્ગમાં તેને મળી
દેવની કૃપાના સાગરમાં નાહીશ સદાકાળ સુખી;
તેની કૃપા મારામાં જાણું પુરી.

૫ *Tell me the story of Jesus.*

ઇશુ વિષે મને કહેજો, વાત તેની મને શીખાડ;
દીલ મારાપર લખી લેજો, તમારો હું માનીશ પાડ.
દુતના મધુર ગીતના વિષે, તે જગમાં આવ્યો જ્યારે,
પરમઊચ્ચાંમાં મહીમા, પૃથ્વીપર હોજો શાંતિ.
ઇસુ વિષે મને કહેજો, વાત તેની મને શિખાડ;
દિલ મારા પર લખી લેજો, તમારો હું માનીશ પાડ
વધસ્તંભ પર તેને ટાંગ્યો દુઃખમાં તે તરફડયો ત્યાં;
કબરની માંહી તેને રાખ્યો, પછી થયો સજીવન.
આ વાતમાં પ્રેમ કેટલો હોય છે, મજકાજ તેણે સૌ કીધું
કહેતાંજ તો રડવાનું થાય છે, પાપ મારૂં તેણે લીધું.

૬ *And above the rest this note*

ઇસુના નામને ધન્ય હો! મને તેણે દેખતો કીધો;
હું દોડતો નરકની ભણી, પણ તેણે તાર્યો કૃપાથી.

ઈસુના નામને જય બોલો! જય જય બોલો! જયજય બોલો!
ઈસુના નામને જય બોલો, કે તેણે મુક્તિ માર્ગ ખોલ્યો!

પ્રભુએ મને માફ કીધો માટે ગાઇશ તેના સ્તોત્રો;
અગાઉ હું ન હતો ગાતો પણ હાલ નીત્ય ગાઇશ તેનાં ગુણ.

ઇસુના નામને ધન્ય હો અમને આપ્યો છે છુટકારો;
તે હાલ કહેછે "આગળ ચાલો, ને યુદ્ધ પછી સ્વર્ગમા મળો."

૭ *My soul is now united.*

ખરો દ્રાક્ષવેલો ખ્રીસ્તમાં કરેલો છું કલમ,
નહિ ગણુતો તેની દયા પણ બદલાયું છે મન;
હું દેવનો હતો અજાણ, પણ ખ્રીસ્તે સ્વીકાર્યો,
પાપથી આપ્યું છે તારણ ને મને માફ કીધો.

પ્રાછીત પર મેં સૌ સોંપ્યું, કે આવ્યો દેવ આત્મા,
હું નવો જન્મ પામ્યો, માફ થયાં પાપ મારાં;
હાલમાં છે મને ખાત્રી ને વિશ્વાસુ થઈ રહું,
કે મોત કાળ થશે શાંતિ, ને સ્વર્ગમાં જઇશ હું.

જળ જવાળાથી ઘેરાઇને, સ્થીર થઇ આગળ ચાલું,
ગોલ્ગથપર તાકી રહીને, હું કદી નવ ગભરાઉં,
ખ્રીસ્ત હજી છે મજ મુક્તિ, તે કરતાં જોયે શું?
મન રોપિત કરવું નથી, મજપર ખુશ છે ઈસુ.

## ૮ *All hail the power.*

સૌ ખ્રીસ્તને કરો નમસ્કાર, દૂતો પાયે લાગો;
રાજમાન મુગટને લાવો બહાર, ને તેને પહેરાવો.

સૌ જાતને કોમ, હા, સર્વ પૃથ્વી, તેની આગળ આવો;
તેને સર્વ મહિમા આપી તાજ તેને પહેરાવો.

હે આદમ સંતાન સૌ પાપી, ઇસુનો હક માનો;
લ્યો મુક્તિ તેની કૃપાથી, તાજ તેને પહેરાવો.

## ૯ *Jesus I my cross.*

ઇશુ હું તો સઘળું મુકી, વધસ્તંભ ઉઠાવું છું.
ઠઠ્ઠા દુઃખ ને સંકટ વેઠી તારી પાછળ ચાલીશ હું.
તારા પગલામાં હું ચાલીશ, મારે બદલે મુઓ તું;
ને જો સઘળા તને છોડે હું તો રહીશ વિશ્વાસુ.

ને જો જગત ઠઠ્ઠા કરશે એમજ ઈશુને થયું;
જગના લોકો જુઠા નીકળે સદા સાચો છે ઇશુ.

જ્યાં સુધી તું પ્રસન્ન રહેછે, જ્ઞાન બળ ને પ્રેમના નાથ
શત્રુ છો મને ધિક્કારે ! ફિકર નહિ, તું છે મજ સાથ

માટે જ્યારે સંકટ આવે, તારાથી પામીશ આરામ;
જ્યારે સેતાન મને પારખે ટકી રહી કરૂં વધું કામ.

## ૧૦ *'Tis well with the Righteous well.*

વિશ્વાસથી ખ્રીસ્તપર મેં જોયું કે ટુટયાં સૌ બંધન;
હું આનંદથી ગાવા લાગ્યો, "ન્યાયીઓને છે ધન્ય!"
ધનછે! ધનછે! ન્યાયીઓને ધન!
હોય દુઃખ કે સુખ તૃપ્તિ કે ભૂખ ન્યાયીઓને છે ધન!"

દુતોથી પણ ન થઈ શકે આ ખુશીનું વર્ણન
હું ગાતો ગાઈશ સૌ જગ્યે "ન્યાયીયોને છે ધન!"

ને જ્યારે જોર કરશે સેતાન ઇસુ સારૂ રાખરી મન;
ને હું ગાઈશ થઇ જયવાન "ન્યાયીયોને છે ધન!"

## ૧૧ *Cleansing for me.*

સફાઇ મારે કાજ, ઈશુના લોહીથી,
સફાઇ મારે કાજ, સફાઈ મારે કાજ;
ઈશ્વરની પાસે કરૂં હું અરજી.
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ,
પાપમાં જો હું પડયો હોઉં વારંવાર;
ને શેતાન શત્રુ થકી પામ્યો હાર,
તોપણ વિશ્વાસથી હવે છું જીતનાર;
સફાઈ મારે કાજ, સફાઇ મારે કાજ.

ક્રોધ ને અહંકાર ને સઘળી ભુંડાઇથી;
સફાઈ મારે કાજ, સફાઇ મારે કાજ.
પાપનાં કલંક તથા બીક માણસની,
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ.
ઈશુ જગત્રાતા, જો નબળો હું છું;
તોપણ વિશ્વાસથી તને પકડું,
ને તારા બળથી સદા ઉભો રહું,
સફાઈ મારે કાજ, સફાઇ મારે કાજ.
લોક મેણા મારે તેની બીક થકી,
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ.
બોલવાને, ગાવાને થાઉં હિમ્મતી,
સફાઈ મારે કાજ, સફાઈ મારે કાજ,
મને ઉલટાવવા સેતાન કરે જોર,
ને ભુલાવવાને પરિક્ષા લાવે ઘોર.
ત્યારે તેના મુખ સામું કરું શોર.
સફાઈ મારે કાજ, સફાઇ મારે કાજ.

૧૨ *All things are possible.*

જે વિશ્વાસ રાખે ઈશુપર સઘળાં છે શક્ય તેની પાસ;
પ્રભુ ઇશુ સંદેહ વગર તારી ઉપર કરું વિશ્વાસ;
હું જાણું છું થઇ ખાત્રી કે સર્વ છે શક્ય પાસ મારી.

મારાથી પાપ વિના રહેવાય ઈશુપર વિશ્વાસ રાખવાથી,
આ વાત સૌથી અશકય દેખાય, તોપણ થશે કૃપા થકી.
જે ઈશુ છે સર્વ શકિતવાન તો મને શકયછે આ દાન.

મારામાં ઇચ્છા દેવની થાય ત્યારે તેના જેવો થઇશ.
ને વીચાર વાતને કામની માંહે નહી કરૂં પાપ પણ શુદ્ધ રહીશ
ને સાહેદી પુરૂં સર્વ ઠેકાણુ કે ઈશુ છે સર્વ શકિતવાન.

૧૩ *Give me a heart.*

મારા દેવની સ્તુતિ કરવા એક સાફ મન દે મને,
જેને તારૂં લોહી સદા પાપ વિના ગણે છે.
એક મન જે નમ્ર લીન, આધીન, ત્રાતાનું રાજયાસન,
જેમાં સંભળાય છે ખ્રીસ્તનીજ વાણ, જયાં ઈસુ છે રાજન.
એક નમ્ર, રાંક રદય દેજે, વિશ્વાસ કરનારને શુદ્ધ,
જે ખ્રીસ્તને કદિ નહિ તજે, સ્થીર રહેનાર વચ્ચે યુદ્ધ.
એક મન જેના છે સાફ વિચાર, દેવની પ્રિતથી ભરપુર
પુરણ, ઉત્તમ, ઉપકાર માનનાર, તુજ મન જેવુ ઈશ્વર.
હે દેવ દેજે તારો સ્વભાવ, જલ્દ ઉતર ઉપરથી;
મન મારાપર લખ તારૂં નામ, સર્વોતમ નામ પ્રીતિ.

૧૪ *My God I know.*

હે દેવ તું મારો છે પ્રભુ, હું નહિ મુકું તને.
જયાં લગ નહિ સાફ થાય મન મારૂં ને શાંતિ થાય મને.

હું મુંઝનાર હાથે ઝાલું છું પણ તને નહિ મુકું,
હું વિશ્વાસથી તને ભાળું ને તારા ગુણ જાણું.

ઈસુ, તારો સર્વ જીતનાર પ્રેમ મન મારામાં ફેલાવ;
ત્યારે નહિ તોડું તારો નેમ પામી દેવનો સ્વભાવ.
હે કે આકાશથી આગ પડે ખાખ કરી પાપનો ભાવ !
આવ, દેવનો આત્મા મારાપર, પવિત્ર આત્મા આવ.

૧૫ *Blessed Lord.*

પ્રીય દેવ તું છે મજ આશ્રો, મુંજનાર જીવની સલામતી;
નમનાર શીરનો તું છે ટેકો, ચોગમ જયારે હોય આંધી;
તને માનીશ, મોત લગ તુજ સ્વાધીન રહી.

ગયા કાળમાં વિશ્વાસ ઓછો તોફાન મધ્યે રાખ્યો મેં;
ધીમે ધીમે હાલ છે વધ્યો અણદીઠ વાતો માનીને,
પ્રેમી ઇસુ, તારા હાથપર ટેકવા દે.

વિશ્વાસ જેથી વિજય આવે જયારે હાર પાસે દેખાય,
જે યુદ્ધને બદલે જય લાવે, આજથી સદા મારો થાય;
જયવાન વિશ્વાસ, અજીત, જેમાં નથી ભય.

૧૬ *Thee only Thee.*

ઇસુ મારો તારી પાછળ ચાલીશ,
દુઃખ સંકટ વેઠી તારી વાત પાળીશ;

તેં મને તારવા સહ્યું છે મરણ,
ઈસુ, હું તને સોંપુ તન મન ધન.
તારી પાછળ, તારી પાછળ;
ઇસુ મારો તારી પાછળ ચાલીશ.
જગતની માયા મોહિત કરે નહી,
ધન મારૂં રહેશે તે સર્વકાળ સુધી;
વાણી તારી પર રોજ ધરૂં છું કાન,
તુજ પર તાકુછું તારનાર પ્રીતિવાન.
ઇસુ મેં તારૂં મારા પર મલકાવ,
હર પાપ કલંકથી શુદ્ધ કરી રખાવ;
હે પ્રભુ બોલ અથવા ઇશારો કર,
ઈચ્છા તારી છે આજ્ઞા બરોબર.
યુદ્ધમાં સાથીઓ, કદી હારતા મા,
જલદી ચાલો આકાશી રસ્તામાં;
ઉપર ને આગળ જય પામીને જાઓ,
પછી તરવાર મૂકી તાજ પેરનાર થાઓ.

૧૭ *O Boundless Salvation.*

ઓ બેસુમાર મુક્તિ વિશાળ પ્રેમસાગર,
આહા ! કેટલી દયા ઈસુની જગપર !

મફત ને ભરપૂર સર્વ ખંડીલેનાર જે,
છે સઘળા કાજ વહેતો—આવ મારા પર વહે.
    સ્વર્ગી વાજેડાં વાય છે, સફાઈનો સાગર વહેછે;
    પાપ મારાં તે લઇ જાયછે,હાલેલુયા ! ઇસુની જયા
પાપ મારાં ઘણાં છે, ઉંડા તેમના ડાઘ.
પસ્તાવાનું દુઃખ લાગે છે જેવી આગ;
નકામું છે રૂદન હે પુણસાગરરે,
તું મને સાફ કરશે—આવ મારા પર વહે.

હે દયાસિંધુ હું કેટલે પ્રસંગે,
આવી ઉભો રહ્યો તારે કિનારે;
પણ હવે ફરીથી આ લાગ ફાવ્યો છે,
ન હઠું જયાં સુધી તું મારાપર વહે.

## ૧૮ *I believe we shall win.*

શત્રુને જીતનાર ફોજ છીએ અમ,
જો ઇશ્વરના બળથી લડીએ;
આત્માની તરવારથી પાપી જન,
લાવીશું અમે ઇસુ કને.
    ખાત્રી છે જીતીશું જો ઈશ્વરના બળથી લડીએ.
આગળથી અમે પામી છે જીત,

યુદ્ધમાં શત્રુ ને છિન્ન ભિન્ન કરી;
માટે અંત લગ લડીશું ખચિત,
ચલાવીશું તરવાર આત્માની.

દેવ ને ફ઼ોજ વિષે સદા સાચા,
ઈસુ નામથી લડીશું અમે;
તળે લોહી ને આગની ધજા,
આખું જગ લાવીશું ખ્રીસ્ત કને.

૧૯ *Strike for Victory.*

જય પામવાને લડો દેવના સીપાઇઓ,
હથિઆરબંધ થજો, તરવાર ચલાવો;
ઉંચી કરો ધજા ને પવિત્ર રહો,
સેતાનની સૌ સેના જઇ નસાડી દો.

જય પામવાને લડો, શૂરવીરો;
જય પામવાને લડો, જય પામશો;
જય પામવાને લડો; ટકી રહો;
ઈસુ છે સરદાર, નાહિ હારશો.

જય પામવાને લડો, સ્થંભના સીપાઈઓ,
સુખ આરામને તજો, હાનીમાં હરખાઓ;
ટોપ મુક્તિનો લઇને પકડો તરવાર,
જીતતાને જીતવાને થજો યુદ્ધ કરનાર.

હાથ હાથ મેળવીને મનના એક થઈ,
આગળ રોજ વધીને પામીએ વિજય;
સદા આગળ જઈશું મળશે જયાં સુધી
આકાશ મધ્યે ઇસુ ને મુગટ સ્વર્ગી.

૨૦ *Bless our Army.*

હે તું દરેક દેશના ઇશ્વર, તારી આશીષ આપ અમને;
અર્પણ થવા કરજે તેયાર, સ્વર્ગી અગ્નિ વરસાવજે;
ફોજની સહાય કર ! શકિતનું બાપ્તિસ્મા દે.

તારા શુદ્ધ આત્માથી ભરજે, આપ સીપાઇઓને સફાઇ,
ખ્રીસ્તના પુણ્યથી જગને તારજે, પૃથ્વિપરથી કાઢ બુંડાઈ;
ફોજને સહાય કર ! મોકલ જયાં જરૂર છે તહીં.

અમને આપજે શુદ્ધતા પૂરી, તારા બળથી કર ભરપુર;
વધાર ફોજની ઉપકાર સ્તુતિ, દરરોજ બસ્તી જયવાન કર.
ફોજને સહાય કર ! થા અમારી ઢાલ ને ગઢ.

## દેશી રાગનાં ગીતો.

૨૧ દેવે જોઈ પૃથ્વિ પાપમાં રે,
તારવા ત્રાતાને મોકલ્યો જો; (૧)
રોગી જનના રોગ મટાડયા,
પાપીને આપ્યું મુકિતદાન જો. (૨)

તેત્રીસ વરસ જગતમાં તે રહ્યો રે,
પાપી કાજે લોહી વહેવડાવ્યું જો. (૩)

ફાટયા મંદિર માંહેના પડદા રે,
આખા દેશપર અંધકાર થયો જો. (૪)

ધરતી કાંપી ખડકો ફાટયા રે,
મુએલાં ઊઠી શહેરમાં જાય જો, (૫)

મરણ પામી દટાયો ઘોરમાં રે,
પછી ગયો છે આકાશ જો, (૬)

જગતના અંતે પાછો આવશે રે,
પવિત્ર દુતોની ફોજ લઇને જો. (૭)

૨૨ પાપીયો કેમ થાઓ મરનાર,
થાઓ તમે ઈસુની ગમ ફરનાર.

પાપ તમારા ગણવા બેસો, કરો તેનો વીચાર.
જન્મારો તો વીતી જશે ને જશો મરણને દ્વારરે. (૧)

લોક લાજ રાખી ફરી ફરીને ઉપાય કરો હજાર;
મનની શાંતિ જાણ્યા વિના તમે રાખશો પાપનો ભારરે. (૨)

કેવડી પ્રીતિ ઈશ્વરે કીધી, કીધી પ્રીતિ અપાર,
પાપીને લીધે જીવન કીધો અમારો તારનહારરે. (૩)

જ્ઞાન ફુલાવે જગત ભુલાવે શાંતિ ન કોઈ દેનાર
ઇસુની ઉપર વીશ્વાસ લાવો તો પામશો વિશ્રામસારરે.(૪)
આપથી કદી કોઈએ નહિ બચે, આપે ન થાય ઉધ્ધાર;
વધસ્તંભથી ઇસુ બોલાવે હું તારો દંડ ભરનારરે. (૫)

૨૩ મુક્તિ મળી છે.

મુક્તિ મુક્તિ શું કરો, મુક્તિ મોટું ધન. (૧)
મળી પાપની માફી, છુટયાં સૌ બંધન. (૨)
ઈસુ તારા નામથી ઘણો છે આનંદ. (૩)
ધન ધન પ્રભુ, ધન ધન ઇસુ તારા નામને ધન. (૪)

૨૪ આવી છે આવી છે મુક્તિ ફોજમાં,
જીતીને લેવારે ગુજરાત દેશને. (૧)
જાગો જાગો સઘળા પાપી જનજો,
તપાસો મુક્તિ શી રીતે થાય છે. (૨)
જે જન આવે ત્રાતા ઇસુ પાસજો,
મુક્તિ તે આપે છે દરેક જાતને. (૩)
ભાઈઓ બેનો સાંભળો સઘળા લોકજો,
મુક્તિના વિનારે સ્વર્ગ નહિ મળે. (૪)

પોકારીને કહે છે મુક્તિફોજ જો,
મુક્તિના દિવસો વીતી જાય છે. (૫)

૨૫ ઇસુ તેં તો મને બચાવ્યો આપ્યો મને ઉદ્ધાર,
ઓ ! જો તારી મીઠી પ્રીતિ ચાખે સૌ સંસાર,ઇસુ મારો (૧)
મન મારૂં તેં હરી લીધું છે, શેતાનને કહાડયો બહાર,
પાપ મારાં તો દુર થઇ ગયાં તારા લોહીની ધાર,ઈસુ મારો (૨)
મારે લીધે જગત કંટાળે નિંદા કરે અપાર,
તું તો કદી મને નહિ છોડશે,સદા સાથે રહેનાર, ઈસુમારો.(૩)

૨૬ મહા મહિમાએ પ્રભુ ઈસુ આવશે જો
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશે જો. (૧)
રણશિંગડાના નાદ ત્યારે વાગશે જો,
સર્વ મુઆં તે મુડદાં ઉઠી જાગશે જો. (૨)
પાપી હાય હાય કરીને પોકારશે જો,
તે દુઃખમાંથી કદી નહી કહાડશે જો. (૩)
પ્રભુ પોતાના લોકોને બોલાવશે જો,
અનંત સુખનો તે વારસો આપશે જો. (૪)

૨૭ મનડે રહેજોરે ઈસુ,તારાં સુભ સુભ ગીતો ગાઈશું.(૧)
કોણ દયાળુરે તુજ જેવો, મરતાં પ્રાણ બચાવે એવો ?(૨)

પાપી કાજરે આવ્યો નહિ કોઈ આવ્યો, છે તુજ જેવો (૩)
વેણુ દયાનારે બોલે, "પાપો નાંખો મારે ખોળે." (૪)

૨૮ પ્રીસ્ત રાજા આવ્યો, હાલેલુયા બોલો !
પાપીઓને તારવા માટે રાજા ઇસુ આવ્યો. (૧)
થયો હું આનંદી પામી પાપની માફી;
મનને સાફ કરવાને લીધે રાજા ઈસુ આવ્યો. (૨)
પસ્તાવો કરીને વિશ્વાસ રાખે તેને
પૂરી શાંતિ આપવા માટે રાજા ઈસુ આવ્યો. (૩)
રાજાઓનો રાજા, પ્રભુઓનો પ્રભુ;
તારવા સર્વશક્તિવાન રાજા ઈસુ આવ્યો. (૪)

૨૯ મસીહા મારાં દુઃખમાં સોસાઇ ગયો રે
સોસાઇ ગયો રે વિંધાઇ ગયો રે
કાંટાનો મુગટ ગુંથ્યો રે, ઈસુને માથે મુકયો રે,
ઈસુનાં વસ્ત્ર લીધાં, જાંબુડી વસ્ત્ર દીધાં. ૧
પીલાતે જુલમ કીધોરે, કોરડાનો મારજ દીધોરે,
ગલગથા મધ્યે લીધો, ત્યાં વધસ્થંભે દિધો. ૨
ઈસુની પ્રીતિ કેવી રે ને કોણે કીધી એવી રે,
જે આવે તેની પાસે રે તેની મુક્તિ થાશે. ૩

૩૦ અમે ઇસુને જોવા જઇશું, જોઇ જોઇને ખુશી થઇશું.
અમને પાપથી છુટાં કીધાં, અમને પાપથી છોડાવી લીધાં ૧
અમને આપ્યું છે મુક્તિદાન, અમને બચાવી, હરાવી શેતાન ૨
વધસ્તંભપર સહ્યુ મરણ, મારાં પાપનું કર્યું હરણ. ૩

૩૧ ઇસુએ બચાવી લીધો મારો પ્રાણ.
ત્રાતા ઈસુની પાસ પામો મુક્તિ આશ,
તે તારવા છે શક્તિવાન, ૧
કાપશે સઘળાં પાપ, કાપશે તેનો શ્રાપ,
સૌથી આપશે પુરૂં ત્રાણ. ૨
દારૂ, અફીણ, સૌ વ્યસન મુકી દો,
ઈસુ નસાડશે શેતાન. ૩

૩૨ ઈસુ પાયે લાગું નામ મારૂં લખી લેજોજી.
જગ અંધારૂં, વાટ નહિ સુઝે મજને તું દોરી લેજોજી.૧
આત્મીક નિદ્રા દુર કરીને, પ્રભુને મન સોંપી દેજોજી.૨
મુક્તિદાન હાલ ઇસુ ધરે છે, આવીને પામી લેજોજી.૩

૩૩ નાશ નાશરે થયો પ્રલય પ્રતાપથી
દેવે દીઠું જગતમાં ખોટું, દુઃખ લાવ્યો પાણીનું મોટું રે ૧
નુહ ન્યાયનો ઉપદેશ આપે, મન ફેરવે નહિ તે પાપીરે.૨

૬૬ મુકીને પાણી ચાલ્યું, હેવે પોતાનું વચન પાળ્યુંરે ૩
આપી પાપીઓને શિક્ષા ભારી, તેના ભકતોને લીધાઉગારી૪

૩૪ આવો ભાઇઓ આવો બેનો, મુક્તિફોજમાં મળવાને.
ભાંગ તમાકુ અફીણ દારૂ, પકડે છે મુકાવવાને, ૧
ઈસુએ અવતાર ધર્યો છે, પાપી કાજે મરવાને. ૨
પાપ તમારાં પળમાં લેશે, કબુલ કરોને ફરવાને, ૩
પુનર્જન્મ તો પામી લેવો, ને સાથે થાઓ લડવાને. ૪

૩૫ કેવો આનંદ મારો ! કેવો આનંદ મારો !
મારાથી નહિ કહેવાય.
પ્રભુ ઇસુની દયા થકી મારાં સઘળાં પાપ ધોવાય ! ૧
પાપ ને સંકટ, નર્કનું દુઃખ ગયાં ઇસુથી,
ઓ પ્રભુ, ઓ પ્રિય પ્રભુ, હું બદલાયો તુજ થકી. ૨
ઇસુ ખ્રીસ્તની દયાથી અમે બચી ગયા છીએ,
માટે તેનો મહિમા અમે પ્રગટ કરીએ છીએ. ૩

૩૬ મારા પ્રાણ પ્રીય ઈસુ મારો સૌથી વહાલો તું !
સૌથી વહાલો તું છે, પ્રભુ, સૌથી વહાલો તું !
ઇસુ નામે મિત્ર મળ્યો પ્રેમી જે અપાર,
આખા જગથી દિલપસંદ છે આ, મારો પ્રભુ. ૧

દુઃખમાં આપે છે દીલાસો ઈસુ તારણહાર,
તે પર મારી સઘળી જાતની ચિંતા હું નાંખું. ૨

આખું સંસાર મને છોડે, શેતાન કરે જોર,
ઈસુ પ્રીતમ પાસેજ રહેશે; આનંદ છે ઘણો. ૩

તે મને કદી ન છોડે, કદી નહિ થાય દુર,
સદા મારો સહાયકારી છે મારો પ્રભુ. ૪

ચારે બાજુ અગ્નિકોટ છે મને શાનો ભય!
મારો પ્રભુ મને રાખશે, તેને જયજય હો. ૫

૩૭ પ્રભુ ઈસુ દયાવંત, તેથી જીવન છે અનંત;
તે પર વિશ્વાસ જે લાવે, તે જન મુક્તિદાન પામે.

કોની પાસે પાપી જન, પામે મોટું મુક્તિધન?
કોણ મટાડે મનનું દુઃખ? કોણ પમાડે મનને સુખ? ૧

પ્રભુ ઇસુ પ્રીતિથી આપે છે પાપની માફી;
તે મટાડશે મનનું દુઃખ, તે પમાડશે મનને સુખ. ૨

૩૮ વહેલા વહેલા વહેલા પ્રભુજી, મારે મંદિરે આવજોરે;
મનડાં કેરાં મંદિર બનાવું, હૃદીઆમાં રહેજો રે, ૧
તન, મન, ધન, પ્રભુજી, સૌ સોંપુછું તમને રે; ૨
પવિત્ર આત્માથી ભરપુર કરો, આશીર્વાદ આપો રે; ૩
સતની તરવાર મજને આપો, શેતાન સાથે લડવા રે. ૪

૩૯ પાપથી મને પ્રભુ શુદ્ધ તું કર
પૂરો સાફ કર, પ્રભુ, શુદ્ધ તું કર ૧
મને તું ન તજ, પ્રભુ, કદી ન તજ.
કદી ન તજ, પ્રભુ, કદી ન તજ. ૨
મંદિરમાં પધાર, પ્રભુ મનમાં પધાર
મંદિર બનાવ, મનમાં મંદિર બનાવ ૩
તારા આત્માથી, પ્રભુ, કરજે ભરપૂર
કરજે ભરપૂર, મને કરજે ભરપૂર. ૪
મને હિંમત દે પ્રભુ શૂરવીર બનાવ,
શૂરવીર બનાવ, પ્રભુ, શૂરવીર બનાવ. ૫
મારી પાસે લોકોને મુક્તિ પમાડ,
મુક્તિ પમાડ, પ્રભુ, મુક્તિ પમાડ. ૬

૪૦ ખ્રીસ્ત ખડક અને ગઢ કિલ્લો માનવ સારૂં ઠરાવેલો.
છે સૌનો તે સુખદાતા અને સંતતણો તે ત્રાતા.
ખરો પ્રેમી વળી રહેમી દયાએ ભરેલો. ૧ ખ્રીસ્ત.
સહુ આશ્રો લેછે તેમાં, નથી કલંક લગારે જેમાં,
ખરૂં હું કહું, બચે છે સહુ, બુદ્ધે સરજેલો. ૨ ખ્રીસ્ત.
છે પાળક તેતો સહુનો, પળે પળે સંભાળી લેતો
પ્રભુ પ્યારો ખરો તારો ઇસુજી પેલો. ૩ ખ્રીસ્ત.

૪૧ આવો આવોને ઇસુ રાય દાસ કું તારોરે.
કૃપા કરીને વ્હાલા ટાળ દોષજ મારોરે. ૧

રહેમ કીધા અમારા પર જગતના તારારે.
બાળી દિધા પલકની માંહે પાપના ભારારે. ૨

તને ધન્ય છે તારનાર દેવ મહોબત વાળારે
વારી પ્રિત વહે છે રોજ દિન દયાળારે. ૩

૪૨ આપણી ચાલથી જણાય જી;
મુકિતની અસર દરેક વાતમાં દેખાયજી.

સાચું બોલવું, સાચું રહેવું, જુઠા નર્કમાં જશે,
ઇસુનો સિપાઇ સર્વ મનથી સાચો થશે. ૧

મુર્ખાઇનો નકાર કરી બુધ્ધિથી રોજ ચાલે,
હલકી વાતચિત દુર કરીને મનથી ધર્મ પાળે. ૨

જગત તથા તેનો વિલાસ તદન તજી દેજો;
તેના સંગને રીતથી સદા અલગ થઇને રહેજો. ૩

૪૩ હે તું પુર્ણ પ્રેમના દેવ
પાપ કલંકને મનથી કાઢજે, સફાઇથી કરું તારી સેવ.
ઇસુ તારી માફક નિત ચાલું,
તારી ઇચ્છા રોજરોજ કરવા તન મન ધન આલું. ૧

શક ભરેલી વાતથી રહીશ દૂર,
મારી અરજી કબુલ કરીને પ્રીતિથી કર ભરપુર. ૨
મજપર રેડ સાફ કરનાર ધાર,
મારે કાજે અમથું કેમ જાય દુઃખ તારૂં અપાર! ૩

૪૪ મેં તો ઇસુને તનને મન
સોંપી દીધાં જે થાય તે થાય.
પ્રથમ મનમાં બીક લાગે,
"લોકો મારા વિષે શું કહે?
વચન આપું તો કેમ પળાય?"
પણ ઈસુની વાત તો નહિ ટળાય!
પરિક્ષણ મજપર જોર કરે,
દેવ ત્યારે મને હાથ ધરે.
મારાથી જે કરાવવા ચહાય
તે હું કરીશ ગમે તે હોય. ૨
ઈસુ મદદ કરશે ખચીત,
પરિક્ષણપર પમાડશે જીત,
પાપોના જડનો કરશે ક્ષય;
શેતાનપર આપશે પુરો જય. ૩

૪૫ અમે માનીએ છીએ કે, બાયબલ દેવની વાત છે;
જુનો કરાર નવો કરાર બન્ને ઈશ્વરદત્ત છે. ૧

અમે માનીએ છીએ કે, એકજ સત્ય દેવ છે;
પરિપૂર્ણ, સૌનો કર્ત્તા, સૌનો રક્ષક તે છે. ૨

અમે માનીએ છીએ કે, દેવપણામાં ત્રણ છે;
પિતા પુત્ર આત્મા મળી એકલા દેવને ધન છે. ૩

અમે માનીએ છીએ કે, ઇસુ ખ્રીસ્ત દેવ છે;
ઈશ્વર છતા માણસ ખરો, માણસ છતાં દેવ છે. ૪

અમે માનીએ છીએ કે, ન'તુ પાપ આ જગમાં;
આજ્ઞા તોડી આદમે ને સૌને ભ્રષ્ટ કીધાં. ૫

અમે માનીએ છીએ કે, ઇસુ ખ્રીસ્તનાં પુણ્યથી;
જે ચાહે તે તેના દ્વારે તરે પાપના ઋણથી. ૬

૪૬ અમે માનીએ છીએ કે, બે શરત પાળવાથી
પસ્તાવો ને વિશ્વાસ કીધે સૌને મળે મુકિત. ૧
અમે માનીએ છીએ કે, ખ્રીસ્તની કૃપા થકી
વિશ્વાસ રાખનાર ન્યાયી ઠરી તેનામાં છે સાક્ષી. ૨

અમે માનીએ છીએ કે, હઠી જવાય તેમ છે;
મનમાં શુદ્ધ થયા પછી પાપમાં ફસાય તેમ છે. ૩

અમે માનીએ છીએ કે, પવિત્રાઇ મળે છે;
પાપને તેની સત્તા થકી પુરું તે તારે છે. ૪

અમે માનીએ છીએ કે, ન્યાયનો દિવસ આવશે;
મુએલાં સજીવન થશે, બધા હિસાબ આપશે. ૫

અમે માનીએ છીએ કે, આત્મા એ અમર છે;
નર્ક સ્વર્ગ મધ્યે સૌને સદા રહેવું પડશે. ૬

૪૭ જીવનનો ઝરો છે પ્રભુ ઇસુ;
તેમાં છે જીવનનું જળ, ઝરો છે પ્રભુ ઇસુ. ૧

ન્યાયનો સુરજ છે પ્રભુ ઇસુ;
આપે છે તે અજવાળ, સુરજ છે પ્રભુ ઇસુ. ૨

જીવનનું વૃક્ષ છે પ્રભુ ઇસુ;
મુક્તિ છે તેનું ફળ; વૃક્ષ છે પ્રભુ ઇસુ. ૩

હૃદયનો રાજા છે પ્રભુ ઈસુ;
શાંતિનો છે સરદાર; રાજા છે પ્રભુ ઇસુ. ૪

પાપીનો તારનાર છે પ્રભુ ઇસુ;
મને તારે છે હાલ; તારનાર છે પ્રભુ ઇસુ. ૫

૪૮ છોકરાંનો તારનાર છે પ્રભુ ઇસુ;
પાપ થકી તારશે; ચાલને સુધારશે. હાલેલુયા. ૧

હું તો સેવીશ મારો પ્રભુ ઇસુ;
છે ખરો મિત્ર; કરે છે પવિત્ર. હાલેલુયા. ૨

હમણાં મુક્તિ દે છે પ્રભુ ઇસુ;
જે પાપથી ફરશે તેને મુક્તિ મળશે. હાલેલુયા. ૩

૪૯ આનંદ થયોરે ! આનંદ થયોરે ! આનંદ થયો !
બહુ આનંદ થયોરે !

ખરી વાટ મુકી પાપ મધ્યે હું ભટકતો,
મારા કાને દેવની વાણ બોલતાં સાંભળી. ૧

ગયો પાપનો બોજ, છુટો થયો પ્રાણ મારો,
બાપ આમાપનો પશ્ચાતાપ મેં કીધો જયારે, ૨

મળ્યું મુક્તિદાન, દેવે અંગીકાર કીધો;
દત્તકપુત્ર હું થયો દેવ કુટુંબ મધ્યે. ૩

૫૦ વેષ બદલે શું થયું ? મનને બદલવું જોઈએ;
એક બે વાતમાં નહિ પણ છેકજ બદલવું જોઈએ
કુટેવ બદલે રૂડી રીતિ, વૈરને બદલે પ્રિત રાખો;
લોભ લાલચ દુર કરી, છેકજ બદલવું જોઈએ. ૧

જૂઠ બદલે સત્ય વાત, ગાળ બદલે આશીર્વાદ,
કપટ બદલે ખરાપણું, છેકજ બદલવું જોઇએ ૨

પ્રભુ તમને તારી શકશે, મનનું બદલાણ તે કરે;
તેનું માની હાલ તમારે, છેકજ બદલવું જોઈએ ૩

૫૧ આવોરે સાથીઓ પ્રાર્થનાનો વખત છે
ભકિત થકી શકિત મળે, ઇસુ કે છે.
જીવનની નદીઓ ઇસુમાંથી વહે છે;
તેનું પાણી પીએ તેની તરસ મટે છે ૧
હે પ્રભુ ઇસુ તારા જેવો કરજે;
પાપ થકી છોડાવીને નવો જન્મ દે. ૨
કરો દેવની સ્તુતિ, મને મળી મુકિત;
મારા ખ્રીસ્ત મને રકતે તાર્યો પાપથી. ૩

૫૨ ઈસુનો રંગ રૂપરે મન હરણ કરે છે
હરણ કરે છે મન હરણ કરે છે;
ઇસુનો રંગ રૂપરે મન હરણ કરે છે. ટેક.
શરીરનું કદ કંઈ ઉંચુ જણાય છે
ત્રીએક દેવ એ સૌમાં ગણાય છે.
ચહેરાનુ તેજ અપારરે. મન હરણ કરે છે. ૧
બાલ પાકેલા ફળના રંગ જેવા
કરલી વળેલા લટકે છે કેવા
સીધા અને ચળકાટરે. મન હરણ કરે છે. ૨
માથાનો સમથો નાઝારી જેવો
રંગે રૂપે મસીહ શોભે છે કેવો
રંગે ગુલાબી ગાલરે મન હરણ કરે છે. ૩

કમાળ નાજુક  માંહી ડાઘ હોય ક્યો ?
માનવ સંતાનમાં મળે નહિ એવો
કહેવાય છે દેવનો તનરે. મન હરણ કરે છે. ૪

૫૩ શત્રુ નડીને શું કરશે રે જેના ઈશ્વર બેલી એ રાગ.
ફોજની સ્થાપન કરેલીરે, જુઓ ધજા છે પેલી.
મનડું મોહિત કરનારી રે, જગમાં ઉડે અલબેલી ૧
આપણી ધજામાં ખૂબી છે કેવી,
રંગ ત્રણેની બનેલીરે. જગમાં ઉડે અલબેલી. ૨
લાલ નિશાની તે લોહીની ધારો
ગલગથા ઉપર રહેલી રે જગમાં ઉડે અલબેલી. ૩
પીળી નીશાની તે આગની ધારો
સંતો ઉપર ઉતરેલીરે. જગમાં ઉડે અલબેલી. ૪
આસમાની રંગમાં નિર્મળતા પુરી
ચોખ્ખાઇ જેમાં ભરેલીરે જગમાં ઉડે અલબેલી. ૫
વાંસડો તે તો સ્થીરતાનો જાણો
સાથે તેની જોડેલી રે, જગમાં ઉડે અલબેલી. ૬

૫૪ ભીલ રાગ.
સઘળું મૂકી સ્તંભ ઉઠાવું મારા તારનાર.
ફક્ત સંકટમાં થઈ આવું મારા તારનાર.

હુંતો પાછળ ચાલી આવું મારા તારનાર. ટેક
ઠઠ્ઠા જગતે તને કર્યાં મારા તારનાર સાચો;
સદા તુંતો રહ્યો મારા તારનાર, ૧

હુંતો પાછળ ચાલી આવું મારા તારનાર
પ્રસન્ન તું જ્યાં સુધી રહે છે માગ તારનાર
શત્રુ છો ધિકારે શું થાય મારા તારનાર, હુંતો. ૨

જ્યારે સંકટ મને ઘેરે મારા તારનાર
ઠઠ્ઠા મેણાં ભલે મારે મારા તારનાર. હુંતો. ૩

૫૫ આવો ઈસુના સેવકો મંદિરની માંય
પામો તેનું દર્શન આજરે. મંદિરની માંય. ૧

પવિત્ર આત્મા અહીં છે રે. મંદિરની માંય
તેને સોંપો તન તમારૂં આજરે. મંદિરની માંય. ૨

આનંદનો દિનતો આજે છે. મંદિરની માંય.
માટે હરખાવ સઘળા નરને નારરે. મંદિરના માંય. ૩

પડઘમને પખાજ લાવીને મંદિરની માંય.
સેવા કરવા આવો તેની પાસરે મંદિરની માંય. ૪

આશીર્વાદ તે આપે છે. મંદિરની માંય.
ગ્રહણ કરીલો સઘળા નરને નારરે. મંદિરની માંય. ૫.

૫૬ રાગઃ ઘોળ. ' ભમરા પહેલો વધાવો

ભાઇઓ સ્વર્ગથી ખ્રીસ્ત રાય પધારિયો
છોડી આકાશી રાજ, આપણુ પાપીને કાજ;
તારણ દેવાને માટે ઇસુ આવિયો.
પ્રભુ પુત્ર છતાં નહિ કોઇએ ઓળખ્યો,
ઉલ્ટું મૂકીને આળ, તેને વાડી મોઝાર,
પ્રાર્થના કરતો જે વાર, તેને ઝાલિયો. ૧
નિર્દોષ છતાં ચોર તરીકે બાંધિયો,
ભાલા અને તરવાર, માર્યો કોરડાનો માર,
વહે રૂધીર ધાર, તેના અંગથી, ૨
તાજ કાંટાનો મસીહાને મૂકિયો,
કષ્ટ ઝાઝું સહીને, ખાંધે સ્તંભ લઇને,
ગલગથાપર જઇને, મરણ ભોગવ્યું. ૩
ત્રીજા દહાડે મરણમાંથી ઉઠિયો,
ચઢી ગયો આકાશે, સ્વર્ગ પિતાની પાસે,
જે કોઈ કરશે વિશ્વાસે, તારણ પામશે. ૪

૫૭ રાગઃ ફાગન રાગ.

ખોળી લોરે, (૨) સૌ ખરા પ્રભુને ખોળી લો.
તમે આત્મિક હથિયાર વ્હોરી લો
તમે ખરા પ્રભુને ખોળી લો,

ખરા દેવની ભક્તિ કરતાં, પરિક્ષણ આવશે બહુ,
વિશ્વાસ રાખી સહન કરતાં, ખસી જશે સહુ. ૧

શાસ્ત્ર હથિયાર આપણું, તે વાંચોને રાજ,
પસ્તાવો કરો પાપનો, હલકો થાશે બોજ. ૨

સૌનું માટે ઝરો વ્હે છે, ઇસુનું રૂધીર;
તેમાં નાહી શુદ્ધ થાઓ, શૂરા શૂરવીર. ૩

૫૮ રાગઃ 'આજનો લ્હાવો લેજોરે'
કાલ કોણે દીઠી છે.

આજે પ્રાર્થના કરજોરે— ૧
આજે સભામાં આવજોરે— ૨
આજે મુક્તિ પામજોરે— ૩
તમે પ્રભુના હુકમ પાળજોરે— ૪

૫૯ રાગઃ 'ઠીક થાય છે.'

જાઓ સાથીઓ ઘેર ઘેર પ્રાર્થના કરો,
પ્રાર્થના કરોરે કહો 'પાપથી ફરોરે'.
સુબેદારો તમે સભા સારી કરો, ૧
સારી કરો બીજાઓને તારો.
જમાદારો તમે તો જાણિતા થયા, ૨

જાણિતા થયા, બીજા બાકી રહ્યા.
કોર કંડેટો કામ ક્યારે કરશો ? ૩
ક્યારે કરશો ? ફળિએ ફળિએ ફરશો.
ગાયનટોળીવાળા ગાઈને વગાડો, ૪
ગાઇને વગાડો, પાપીઓને જગાડો.
હવે બૈબલ વાંચનારા ઉભા થજો, ૫
ઉભા થજો, સમાચારો કહેજો.

૬૦ રાગ: ' વાહવાહરે '

વાહવાહરે ઇસુમાં આનંદ મળે છે.
પ્રભુ ઈસુમાં આનંદ મળે છે.
સર્વ પાપોનાં મુળો બળે છે રે.
મુક્તિફોજનો રિવાજ સારો, ૧
શિખાડી સુધારે નાનાં બાળોરે.
નાના મોટાને ઘરડાં કહેવાય, ૨
પ્રભુ ઈસુમા સર્વે સમાયરે.
ફોજ કરે છે નવી યુક્તિ ૩
એતે પમાડવાને મુક્તિરે
જે કોઈ આવે ઇસુની પાસે ૪
તે તો કદી ન થાય નિરાશેરે.

૬૧ ભાઇઓ, મુક્તિ પામીલોને, ઠીક થાય છે!
ઠીક થાય છે મનડું શુદ્ધ થાય છે.
મૈડ, મોટાઇ મૂકી દઇને આવો ઇસુ પાસ;
પૂરી મુક્તિ પામી લો તો નહિ થાઓ નિરાશ. ૧

મનની વાતો પ્રભુ જાણે, છાનું રહેશે નહિ;
ધાબા ઉપર પ્રગટ થશે, ઈસુએ કહી. ૨

પસ્તાઈને પાસે આવો, વિલંબ કરશો નહિ;
મરણ આવી ઝડપી લેશે, વાયદો માનશે નહિ. ૩

૬૨ રાગ: "આકાશે વરશી એક વાદળી"
પ્રભુ ઇસુની એક પ્રિતછે રે લોલ;
નીત નીત મારે મનરે. વ્હેતી રહેછે મારા મનમાંરે લોલ.(ટેક)
દાતા ગુલાબનું ફુલ છેરે લોલ.
બ્હેકે બ્હેકે મારે મનરે સુગંધી લાગી તારા પ્રેમનીરે લોલ.૧

રાજ પ્રકાશિત તારો છેરે લોલ, પડયો પડયો મારે મનરે
પ્રકાશ પડયો છે તારી પ્રિતનોરે લોલ ૨

નમુનો લઇએ ઈસુ નાથનોરે લોલ.
ખમી, ખમી, જઈએ પારરે,
આનંદી રહીએ પ્રભુ રાજમાંરે લોલ. ૩

૬૩ સર્વ શક્તિવાન ઈસુ દે છે સફાઇ. (ટેક)
દિલ મારૂં લે, પ્રભુ ! પ્રીતિથી સરજે.
ખાત્રી છે કે તારાથી થાય. ૧

સંદેહને બીક તારા વાસામાં રહે નહિ;
વૈરભાવ, ક્રોધ બધા પ્રિતથી ખસેડાય. ૨

પાપ કરવાની ઇચ્છા મનમાંથી કાઢજે;
કરજે રાજ, પ્રભુ, અંતરની માંય. ૩

જગનું માન છે છાંયાની માફક,
જગનું ધન બધું ધુળ જેવું થઈ જાય. ૪
મનમાં શુધ્ધ જે દેવને જોનારા,
તેમને ધન રે કેમ ના કહેવાય ? ૫
કહ્યું ઈસુએ માગોને અપારો;
માગીને મળી પવિત્રાઈ. ૬

૬૪ ન રાખે ગુસ્સો કોઈ, પવિત્ર સિપાઈ,
ન રાખે અદેખાઇ, જેને મળી સફાઈ. ૧
ન કરે અભિમાન, પ. ન કરે આપ વખાણ, જેને. ૨
ન થાય તે મતલબી, પ. છે સદા નિલોંભી, જેને ૩
ન રાખે મુર્ખ રીત. પ. પોતાપર પામી જીત, જેને. ૪
આળસુ પડી ન રહે, પ. હમેશાં શ્રમ કરે, જેને. ૫

૬૫ શૂરા સિપાઈઓ, છીએ શૂરા સિપાઈઓ;
ઇસુની મહાસેના મધ્યે શૂરા સિપાઈઓ. ૧

કરીએ કઠણ યુદ્ધ, આપણે કરીએ કઠણ યુદ્ધ;
પુરા મનથી લડીશું શેતાનની વિરૂદ્ધ. ૨

તજીએ સઘળો ભય, આપણે તજીયે સઘળો ભય;
બીક મુકી ઉપર ચડીને પામીએ પુરો જય. ૩

૬૬ ઇશ્વરા ! હું તને નમું,
પ્રીતિ, શાંતિનો છે તું છે પ્રભુ.
ઈશ્વરા ! ઈશ્વરા ! ઇશ્વરા !
તારી કીર્તિ હું ગાઈશ વારંવાર
સદ્‌ગુરૂ, પુણ્યવાન ઈશ્વરી અવતાર
તું મારો છે તારનાર. ૧

હે પ્રભુ, તુજ પાસે આવું
સત્ય મનથી હું તને સ્તવું.
પ્રભુજી, પ્રભુજી, પ્રભુજી,
પગલે પગલે તારી પાછળ ચાલીશ,
સુકૃત્યે, પ્રીતિએ, આનંદી મનરે
તારી આજ્ઞાઓ પાળીશ. ૨

૬૭ આવો તેની પાસે પાપની માફી પામી લ્યો

તેનું નામ છે નકલંક ઇસુ.
તેણે આપણે કાજ પોતાનું લોહી વહેવડાવ્યું,
કે આપણાં પાપ ધોવાય, ને મનમાં શાંતિ થાય,
ને સ્વર્ગમાં જવાય. આવો૦ ૧

જગને તારવા માટે, જુઓ, આવ્યો સ્વર્ગી રાય,
લોકને તારવા લીધો છે અવતાર.
તેના પ્રકાશે ખસી જશે અંધકાર.
લીધું છે ઇસુ નામ, ને કીધાં અદ્‌ભૂત કામ,
ને જીતશે જગ તમામ. આવો૦ ૨

હું તેની પાસે લાચાર થઇને આવ્યો,
તેણે કીધો મારો અંગીકાર.
તત્કાળ લઇ લીધો મારાં સર્વ પાપનો ભાર;
મળ્યું છે મુક્તિદાન, નહિ રહ્યું પાપ નિશાન,
હારી ગયો શેતાન. આવો૦ ૩

૬૮ પાપીનો તારનાર છે પ્રભુ ઇસુ.

કરો તેની ભક્તિ કે જાણો તેની શક્તિ હાલેલુયા!
બોલો હાલેલુયા! ઇસુ તારે છે! બોલો હાલેલુયા!
ખરી શાંતિ દે છે પ્રભુ ઇસુ,
મનમાં આવ્યો કે જતો રહ્યો સંદેહ હાલેલુયા! ૧

આખા જગ કાજ મુઓ પ્રભુ ઈસુ,
ગોહોરમાંથી છુટયો તારવાને માટે હાલેલુયા !

૬૯ ઈસુ તારણ દાતા છે.

ધન યૌવનનું ગર્વ ન કરજે, શીરપર મોત ભમે છે;
એક દિન એવો આવશે તને, વિના જળે ડુબશે. ૧
માણસ વસ્ત્ર થયાં પુરાણાં, કયાં લગ સીવે દરજી ?
દુઃખનું ભંજન કોઈ ન મળ્યું જે મળ્યો તે ગરજી. ૨
જ્યાં લગ તેલ રહે માંય બત્તી ઝગમગ ઝગમગ બળે.
બળી ગયું તેલ હોલાઈ ગઈ બત્તી, લઈ ના લઈ ના ઓલે. ૩

૭૦ હવે ઈસુ દે છે મુક્તિ પાપીને તે બચાવે છે. (ટેક)
પાપી, ઉમર જાયછે વીતી, જાગરે મરણ પાસે છે;
હાલ છે વેળા શોચ કરવાની, પછીથી તું નિરાશ થશે. ૧
જેને લીધે તું ધન કમાવે, કામમાં કંઈ આવનાર નથી.
મા, મિત્ર, તું જે વારે મરશે ત્યારે સહાય કરનાર નથી. ૨
આવજે, પાપી, ઈસુની કને, તારા આત્માને તારશે;
પાપ તજીને વિશ્વાસ રાખજે, ફંદથી તે ઉગારશે. ૩

૭૧ આ જગત આજાએમ સ્ટેશન છે.

જ્યાં રેલ ચાલે દિન રાતે;
આ ગાડીમાં જવું છે તારે
એક પળ ક્ષણમાં તે આવશે. ૧

કંઈ વાર નથી બાંધો સામાન,
જુઓ હાલમાં ઘંટ વાગે છે!
આ જગ મુકી તે દેશમાં જાય,
તે ફરી કદી નહિ આવશે. ૨

રે સ્વર્ગની ટિકેટ લઇ લ્યો ભાઈ.
સૌ પાપનો પસ્તાવો કરીને;
ઈસુ પર વિશ્વાસ રાખે જે
તે સ્વર્ગ મધ્યે જઈ પહોંચશે. ૩

૭૨ ટેકઃ—હુકો ન પીઓ.

ભાંગ તમાકુ વિષે સાંભળો મારૂં ગીત;
અશુદ્ધ ચીજો છોડો, તે પર પામો જીત; ૧

બીડી બેડી લગાડશે, તમને કરી ગુલામ;
સિગરેટ જુઓ ઝહેર છે, લે છે લોકના પ્રાણ. ૨

હુકો છે એક મૂર્તી તમાકુ તેનો ધુપ;
ચોરીથી જે પીશે તે કદી નહિ રહે ચુપ. ૩

મ્હોડું ગંધાય દાંત બગડે છાતીમાં થાય દુઃખ;
દેખતાં પીએ છાના પીએ તોય ન મળે સુખ. ૪

૭૩ તમે નામ ઇસુનું રે, લેતાં ડરશો નહિ.
જો ડરતા હો તો રે, ભજનમાં ભળશો નહિ. ૧
પેલા સંસારી કહે છે રે, ભકતડાં ખોટાં છે.
એ ખોટાં ન માનશો રે, પ્રભુને ત્યાં મોટાં છે. ૨
પેલા સંસારી કહે છે રે, ભકતડાં કુડાં છે.
એ કુડાં ના જાણશો રે, પ્રભુને ત્યાં રૂડાં છે. ૩

૭૪ રાગઃ—"લીલી લીમડી રે."

કરો પ્રાર્થના રે; ઈસુ ઉત્તર આપે છે. ૧
પ્રાર્થના કરે જે રે તેથી સેતાન કાંપે છે. ૨
પ્રાર્થના સાંભળી રે પ્રભુ પાપો કાપે છે. ૩
પોતાનું સ્વરૂપ રે પ્રભુ મનમાં છાપે છે. ૪
માગે તે પામે રે; પ્રભુ પુષ્કળ આપે છે. ૫

૭૫ નાતાલ.

હરખાઓ હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ હરખાઓ, રે પૃથ્વીપરના સૌ. (ટેક)
હરખાઓ, હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ, હરખાઓ ! રે પૃથ્વીપરના સૌ.
આકાશમાં દેવનો મહિમા થાવ, ને પૃથ્વીપર કુશળતા થાવ,
લોકો મધ્યે પ્રસન્નતા થાવ, આવો બધા આનંદ કરો ! *

હરખાઓ, હરખાઓ, ઇમાનુએલ પધાર્યો;
હરખાઓ, હરખાઓ, આનંદે ગીતો ગાઓ.
છે ત્હેણે દેહ ધારણ કીધું, ને સૌનું પાપ માથે લીધું,
રે કેવી તેની પ્રિત અપાર કે આપણે કાજ લીધો અવતાર. ૨

હરખાઓ, હરખાઓ, ન્યાયનો સુરજ ઉગ્યો।
હરખાઓ, હરખાઓ, આવ્યું સત્ય અજવાળ.
તે દુખીઓને સુખ દે છે; કૃપા તેની અચૂક રહે છે,
સૌ બંદીવાન છુટી જશે; સૌ મંદવાડ મટી જશે ૩

## ૭૬ નાતાલ.

(રાગઃ—' ચલો ભાળોરે એ ચન્નની રાત )
દુતો ગાય છે રે આજ ઈસુનું ગાયન.
'પરમ ઉંચામાં મહિમા પૃથ્વીમાં શાંતિ.' દુતો૦ (ટેક)
જાગો જાગો તેના સંતોરે ઇસુનો જન્મ,
આજ દાઉદના શહેરમાં રે દુન્યાનું તારણ. ૧
મરિયમ માતા ગોરી ગાયારે, બાળ ગમાણ માંય,
કેવા આનંદી દુતોરે, બાળ ગભાણ માંય. ૨
પૂર્વથી માગીઓ આવ્યારે તારાને અજવાળે;
સોના રૂપા, બોળ તણાં રે નજરાણા સાથે લાવ્યા;
નમી નમી લાગે પાયરે ઇસુને ચરણ. ૩

સિમઓન ભકતની ગોદમાંરે રમે ઇસુ બાળ;
મારી આંખે જોયું તારણુરે શાંતિએ જવાદે. ૪

૭૭ નાતાલ.

ગગન મધ્યે દુતો ગાય છે "હોજો દેવને મહિમા !"
ઘેટાં પાળકો ગભરાય છે, કહ્યું દુતે " બિહોમા !
અત્યાનંદની વાત કહું, પધાર્યો ઇસુ પ્રભુ !" ૧.

દુતનાં સુંદર ગાયન સાંભળી પાળકો હરખાયા બહુ,
બેતલેહેમમાં તેને શોધવા ઊઠી દોડતા ગયા સહુ
વીશીમાં તે બાળ મળ્યો, ગભાણુ મધ્યે સુતેલો. ૨

માગીઓએ દીઠો તારો તેથી પામ્યા બહુ પ્રકાશ;
આવ્યો છે જગનો તારનારો એમ તેઓએ જાણ્યું ખાસ;
પાછળ ચાલ્યા વગર વહેમ, ઈસુ મળ્યો બેતલેહેમ. ૩

અમે પણ શોધ્યો છે તેને, શાંતિ સહિત જડયો છે;
પાપનો બોજો લીધો તેણે તેના રકતમાં પડયો છે;
અમમાં ઇસુ રહે છે હાલ, શુદ્ધ રહેવાશે સર્વકાળ. ૪

માટે બધા લોકો આવો, સુણો સર્વે તેની વાણુ;
કરો પાપનો પસ્તાવો, આખા મનથી શોધો ત્રાણ;
ઇસુપર રાખો વિશ્વાસ, મળશે મુકિત ને પ્રકાશ. ૫

૭૮ મનમાં પધારીને આશિષ દે,
વિશ્વાસ વધારીને આશિષ દે.
સુણ અમારી પ્રાર્થના તું; કર સંપૂર્ણ કામ તારૂં. ૧
મારા મનને પ્રેમથી ભર; તારા નામથી મુદ્દિત કર. ૨
વિશ્વાસથી હું ભજું છું; સર્વ પાપને તજું છું. ૩
ત્રાતા, લાલ લોહી તારૂં; દૂર કીધું છે પાપ મારૂં. ૪

૭૯ રે ધન્ય તેને—તે છે અતિ સુખી
જે દુષ્ટોની સલાહમાં ચાલતો નથી. ૧
તે પાપીના રસ્તામાં થંભતો નથી,
અને નિંદકના આસનમાં બેસતો નથી ૨
યહોવાહના નિયમમાં તે હરખાય છે,
ને રાત દિન તેનો તે વિચાર કરે; ૩
જેમ જળ કને ઝાડ સદા લીલું દેખાય,
તેમ તે ફળવાન થશે-તે નહિ ચિમલાય. ૪
જે કંઈ કામ તે કરશે તે થશે સફળ,
ને આશિષ પમાડવા તે થશે સબળ. ૫

૮૦ તારા વિના નથી કોઇ તારણહારો, પ્રભુજી;
તું એકલો છે સઘળાનો તારણહારો, પ્રભુજી. (ટેક)
તને મૂકી ભટકે છે સર્વ સંસાર, પ્રભુજી;
પણ તુંમાંથી વહે છે જીવનધારા. પ્રભુજી. ૧

તેં માફ કીધાં છે સર્વ પાપ અમારાં, પ્રભુજી;
તારાં વચન છે સર્વ સત્ય સારાં, પ્રભુજી. ૨
તું બોલાવે છે સર્વ કષ્ટ કરનારા, પ્રભુજી;
ને ઉતારે છે તેમના સર્વ ભારા, પ્રભુજી. ૩

૮૧ સુણો યુદ્ધનો પોકાર, સિપાઇઓ શૂરા થાઓ,
ને લોકને લાવવા ખ્રીસ્તની ગમ
લડાઈમાં આગળ ધાવ ! (ટેક)
પાપના દાસપણામાં, જુઓ, લાખો બંદીવાન,
તેમને તારવા આપણો દેવ છે સર્વ શક્તિવાન. ૧
અંધકારની ઘાતકી ફોજો કરે ઘણું જોર;
ઈસુ, તેમને જીતવા માટે અમને આગળ દોર. ૨
કરોડો હજુ જાણતા નથી પ્રીય ઇસુ નામ,
તેમને તારનાર વિષે કહેવા ફરીએ ઠામેઠામ. ૩

૮૨ મારો પાળક દેવ છે, અછત કદી ન થાય;
લીલે ચારે તે મને સૂવાને લઇ જાય. ૧
શાંત નદીના તીર પર દોરે, ઝાલી હાથ;
મારો જીવ દિને દિને, બળ પકડે સાક્ષાત. ૨

સાચ તણો જ્યાં પંથ છે, ત્યાંજ ચલાવે પાય;
એવું દેવ કરે સદા, નામ તણે મહિમાય. ૩

મોત તણી છાંયે થઈ મારે ફરવું હોય,
તેવા ભયના ખાડામાં બીક ન જાણું કોય. ૪

કાં કે તું મજ પાસ છે, દૂર નથી કોવાર,
તુજ સોટી ને લાકડી શાંત કરી દેનાર; ૫

મારૂં ભોજન સિદ્ધ પણ વૈરી સમ્મુખ થાય;
માથે ચોળે તેલ તું, મજ પ્યાલું ઉભરાય. ૬

જીવનના દિન સર્વમાં પ્રેમ, દયા મજ પાસ
ઈશ્વર મંદિરમાં સદા હું રાખું મજ વાસ. ૭

૮૩ બેથાનિયા ગામને ભાગળે રે આવ્યો નકલંક નાથ જો
લાજરસ મુએલો જાણીયો રે બાર શિષ્યોની સાથ જો. ૧

માર્થા મરિયમ બે બેનીઓ જુએ વ્હાલાની વાટ જો,
મરી ગયો મારો બંધવો રે છોડી બેનોની સાથ જો. ૨

નકલંક રાજા મુખથી ઓચર્યા રે સુણો મરિઆમ બાઇ જો;
ધીરજ ધરો મારી બેનીઓ રે જોશો તમારા ભાઈ જો. ૩
ના ના, પ્રભુ, નહિ ખોળીએ રે ભુંડી વાસ છે માંયજો;
મરેલો ઉઠી ચાલીયો રે. લોક અજાયબ થાય જો. ૪

૮૪ (રાગઃ—" અને વીરા મારારે ")

તમે તસ્દી લેજોરે મન શુદ્ધ રહે એ માટેજી;
બેફિકરાઈ તો આત્માને નર્કે લઇ જાય,
તમે તસ્દી લેજોરે મન શુદ્ધ રહે એ માટેજી. (ટેક)
દેવની સંગે રહેજોરે, પ્રાર્થના કરો આખા મનથીજી;
જીવન, પ્રકાશ સામર્થ્ય આત્માનો છે ઇસુ રાય. ૧
જાયુ પ્રાર્થના કરજોરે, મળો એકાંત ઈસુ સાથેજી;
દેવની વાણી માની વિશ્વાસે મન શુદ્ધ રખાય. ૨
પાપની સામું થાઓરે સ્થિર રહેજો, સેતાન હારશેજી;
દેહ, જગ, સેતાન, ત્રણની સાથ કરજો લડાઇ. ૩

૮૫ જગ, દેહ, સેતાન, ત્રણે મોટા દુશ્મન
લુંટી લેવા ચાય છે તન મન ધન. (ટેક)
લોભ લાલચ વડે જગ ફસાવે છે,
કામ, ક્રોધ, મદ એ દેહને ફાવે છે. ૧
સેતાનની સૌ સેના આત્માને ઘેરે છે,
જનને જીતી લેવા નિત્ય ફરે છે. ૨
તેનાથી છોડવવા આવ્યો દેવ સ્વર્ગથી,
ઈસુના લોહીથી મળે છે મુક્તિ. ૩
ખોળો મુક્તિ દાનને પસ્તાવાને માર્ગે,
તજો સર્વ પાપને અર્પણ થઈને. ૪

૮૬ જ્યાં લગી કામ ને ક્રોધ લોભ નહિ જાય,
ત્યાં લગી અંતરમાં સુખ ચેન નહિ થાય. ૧
જ્યાં લગી ઇંદ્રિયો, મન વિષયમાં તણાય,
ત્યાં લગી અંતરમાં સુખ લેશ ન થાય. ૨
જ્યાં લગી અંતરમાં માન મોટાઇને ચ્હાય,
ત્યાં લગી અંતરમાં સુખ લેશ ન થાય ૩
જ્યારે સર્વ મન ઇસુને સોંપાય,
ત્યારે શુદ્ધ થઇને રહેવાય સદાય. ૪

૮૭ તું તો ઇસુ ભજીલેને પળમાં
તારૂં જાય છે જુવાનીનું જોર
અવસર આવો નહિ મળે. (ટેક)
ચિત્તમાં ચેતી લેને તું પ્રાણીયા
વ્હેલો થઇ જાને તૈયાર. અવસર૦ ૧
તેં તો જીવન ગાળ્યું પાપમાં
ભૂલી જઇને કિર્ત્તાર. અવસર૦ ૨
તારો કુટુંબ કબીલો રહેશે વેગળો,
આતો સ્વાર્થિયો સંસાર. અવસર૦ ૩
આવી જાને તું તો ઈસુની કને,
તારો થશે તેનાથી ઉદ્ધાર. અવસર૦ ૪

૮૮ ઓ મારા ભાઈ ઓરે,
પ્રભુ ઇસુને મળવા વહેલા આવજો.
ઓ મારા ભાઇઓરે,
મુક્તિ પામવાનો વખત વીતી જાય છે. ૧
ઓ મારા ભાઈઓરે, કજીયા, ઇર્ષા, કુપંથને ત્યાગજો. ૨
ઓ મારા ભાઈઓરે, ખરી શાંતિ ઇસુથી માગજો. ૩

૮૯ મિત્રો, ટાણું આવ્યું રે ભવજળ તરવાનું.
મોંઘા મનુષ્યનો આરો ભવજળ ઉતરવા આરો;
ડાહ્યા દિલમાં વિચારી પ્રભુને સેવીએ. ૧
મિત્રો, આરે ચોઘડિયું અમૃત લાભનું.
બીજું ન મળે એવું વીજના ઝબકારા જેવું,
સતનામ પારખીને લેવું, પ્રભુને સેવીએ. ૨
મિત્રો, દાનદયાની ઘડી છેલ્લી છે,
દાન સુપાત્ર દેજો ધ્યાન, પ્રભુનું ધરજો કાન
એ સુબોધ સાંભળજો. પ્રભુને સેવીએ. ૩
મિત્રો કર્ત્તા ધણીની સેવા કીજીએ,
પાપ પહેલાનાં બાળવા, ભેગા સ્વર્ગમાં મળવા
નિષ્કલંક ઇસુમાં સંગ ફરવા, પ્રભુને સેવીએ. ૪

૯૦ જગત્રાતા તારણ દાતા ઈસુ તારે છે રે
જગત્રાતા તારણ દાતા ઇસુ તારે છે. (ટેક)
ઉંચા નીચા, નાના મોટા, ભલા ભુંડા, ખરા ખોટા,
તે ભરે છે સૌના ટોટા; ઈસુ તારે છે. ૧
તે છે જગતનું આદિકારણ, તે છે મારો તરણતારણ;
તે લઈ લે છે પાપનું ભારણ, ઈસુ તારે છે. ૨
બધા પાપીઓને માટે તારણ કર્યું થંભને વાટે,
મુઓ તે અમારે સાટે; ઈસુ તારે છે. ૩
આવો મારી ગમ તે કહે છે; મારી હાલત તે જુએ છે;
પાપ કલંક તે ધુએ છે; ઇસુ તારે છે. ૪

૯૧ ઇસુની મુસીબત જે વાર તમને સંભળાવું
આંખોમાં થકી આંસુ હું કેમ ન વહેવડાવું. ૧
તેઓ તેના પર થુંક્યા ને ઠઠ્ઠામાં ઉડાવ્યો,
ને પછી કોરડા મારી તેને થંભે જડાવ્યો. ૨
લોખંડની મેખો મારી ને હાથ પાયોને ફોડયા,
ને થંભને ઝટકા દેઇને તેના સાંધાને તોડયા. ૩
૭ હોરા લગી ખ્રીસ્તે તે દુઃખ અપાર સહ્યું,
ને પછી પ્રાણ છોડતાં કહ્યું કે, "પૂરું થયું" ૪
હાય હાય! અજબની વાત છે કે દોષ હતો અમારો,
પણ માર્યો ગયો ઇસુ, જે દેવનો દિકરો પ્યારો. ૫

૯૨ નાનો દીવો હું છું અને આપવા અજવાળ
એ મારૂં કામ છે હાલથી સદાકાળ નાનો દીવો (ટેક)
અંધારા વચ્ચે પ્રીસ્તે મૂકયો છે,
જેથી મુસાફરને રોશની મળે. ૧

મનની સફાઇ ને ચાલ બહુ સારી
એ વતી ફેલાશે રોશની મારી. ૨

હે મારા પ્રભુ, મારામાં રહી
ફેલાવ આ જગમાં રોશની તારી. ૩

૯૩ *Pahad Parni Vani.*

પહાડ પરની વાણી રાત્રે અંધારી,
પાપી કાજ રડતો આખી રાત કહાડી;
પ્રભુ મને દેજે પ્રીતડીરે તારી. ૧

ઇસુ મારા પ્રભુ તારી સાથે રહું,
માણસોને તારવાને તારે કાજે લહું;
પ્રભુ મને દેજે પ્રીતડીરે તારી. ૨

લોહી જેવાં ટપકાં કપાળથી પડયાં,
કોણથી કહેવાય રે, પ્રભુ દુઃખ તારાં;
પ્રભુ મને દેજે પ્રીતડી રે તારી. ૩

નાશમાં જનારાં લાખો નરનારી,
તેઓને હે પ્રભુ, લાવું ગમ તારી;
પ્રભુ મને દેજે પ્રીતડી રે તારી. ૪

મન બદલાય છે પ્રેમે પીગળાય છે,
પ્રભુ તારી પ્રિત થકી શતરૂ હરાય છે;
પ્રભુ મને દેજે પ્રીતડીરે તારી. ૫

૯૪ સર્વ પ્રસંગે સત્ય કહો ગમે તેમ થાય;
જુઠ, બોલે તે બોળે, સત્ય કહે તે જીતી જાય. (ટેક)
જુઠ થકી તો બધાની બુદ્ધિ ભ્રષ્ટ થાય;
તેથી પાપ બહુ વધે, આત્મા તેથી નષ્ટ થાય. ૧

સત્યને લીધે થજોરે સઘળા શૂરવીર;
સેતાન જોર કરે તો સત્ય વાતપર રહો સ્થિર. ૨

સત્યપણાથી પ્રભુ થાએ છે અતિ પ્રસન્ન,
જુઠે જણ ફસાય છે; સત્યે મળે છે તારણ. ૩

૯૫ ખ્રીસ્તને માટે કષ્ટ કરીને તેની પાછળ ચાલીશું;
વધસ્તંભને નિત્ય ઉંચકી તેની આજ્ઞા પાળીશું. (ટેક)
સેતાન સામા સ્થિર રહીને સતનાં શસ્ત્ર સજીશું;
દેવને સર્વ મન સોંપી, તેને અમે ભજીશું. ૧

મુક્તિની સુવાર્ત્તા કહેવા સદા તત્પર રહીશું;
સાક્ષી આપતાં, ગીતો ગાતાં, દુઃખ આવે તે સહીશું. ૨
ખરો વિશ્વાસ ઢાલ સમાન છે, તેને આગળ ધરીશું;
ભુંડાના સૌ બળતા ભાલા હોલવી તેને મારીશું. ૩

૯૬ આપણો ઘેટાં પાળક છેઈસુ,આપણો ઘેટાં પાળકરે લોલ.૧
લીલા બીડમાં દોરે છે ઇસુ;લીલા બીડમાં દોરેરે લોલ.૨
જીવનનું પાણી પાએ છે ઇસુ;જીવનનું પાણી પાએરે લોલ.૩
મનની શાંતિ આપે છે ઇસુ;મનની શાંતિ આપેરે લોલ.૪

૯૭ ઈસુ છે મારો; મને તારે છે!
મને તારે છે, મને હમણાં તારે છે. ૧
ઇસુ છે મારો, શાંતિ આપે છે;
શાંતિ આપે છે, પૂરી શાંતિ આપે છે. ૨
ઈસુ છે મારો, મને ચાહે છે;
સદા પાસે છે, મારી પ્રાર્થના સાંભળે છે.૩

૯૮ ફોજ આવી પ્રિત બહુ દેનારી,
જેણે પોતાની મંડળી સુધારી. (ટેક)
મુક્તિફોજ બની છે બહુ ફરનારી.
ઘેર ઘેર સુવાર્ત્તા કહેનારી—ફોજ આવી. ૧
તમે પકડોને તરવાર બેધારી.
શેતાન શત્રુને વેગળો કહાડી—ફોજ આવી. ૨

અમે ઘણા છીએ આનંદકારી.
પાપનો બોજો લીધો છે ઉતારી—ફોજ આવી. ૩

૯૯ જય જય પ્રભુ ઇસુ જય પ્રભુ ઇસુ
મારે લીધે તું મુઓ છે પ્રીય પ્રભુ ઇસુ. (ટેક)
મારાં ઘણાં પાપને લીધે તારૂં લોહી વહ્યું.
પાપની માફી માગી તારી પાસે આવું છું. ૧
તને ભજી પાપને તજી તન મન સોંપુ
મારાં મરણ સુધી તારૂં માનીશ હે પ્રભુ. ૨
તારી પ્રીતિ મને ઝીતી નદી જેવી વહે છે.
શકિત, સુખ ને શાંતિ મને ઈસુ આપે છે. ૩

૧૦૦ સતરસ્તાનું વર્ણન કરૂં, સન્માર્ગ દેખાડુંજી.
ઈશ્વરની ભકિત શી રીતે થાય? રે મન કેમ સુધારૂંજી?
કેવળ જ્ઞાનથી થાય અભિમાન, ને મન ઘણું ફુલેજી;
સાચા મતનો કરે અંગીકાર, તોય પાપી મન ભુલેજી.૨
નથી રે ક્રીયા, નથી રે રીતિ, નથી રે સંસ્કારજી;
ભજન કરે કે શાસ્ત્ર ભણે તે છે ઉપરનોજ આકારજી. ૩
નહિ મનની કલ્પના, નહિ મનનો જુસ્સો,
નહિ મનના વિચારજી;
ઉર્ધ્વ ચડે કે રડતું આવે તોપણ મનડામાં અંધકારજી.૪
પ્રકાશને ચાહવું, ઈશ્વરને માનવું, ખ્રીસ્તપરનો વિશ્વાસજી;
પ્રિત થકી એ ત્રણ વાત કરો તેથી નાસી જાય નિશ્વાસજી.૫

## ૧૦૧ ફોજના નિયમ.

### ભાગ ૧.

મુક્તિ ફોજના મુળ નિયમ આ છે રે
દરેક ખરો સિપાઇ તેમને પાળશે. (ટેક)
મનનું બદલાણ જેમને મળ્યું છે
તેઓ સિપાઇઓમાં દાખલ કરાશે. ૧
સાફ મન પામીને તેઓ અર્પણ થઇ
સગાં વહાલાંને ખ્રીસ્તની ગમ લાવશે. ૨
તેઓ પાપીના સંગથી જુદા રહી
કેફી વસ્તુઓથી વેગળા નહાસશે. ૩
તેઓ સંસારી ભપકાને કંટાળશે
સમજી સૈન્યવેશ પહેરવો માન છે. ૪
કરકસર કરીને ફોજને સહાય કરશે,
તેથી ઇસુનું રાજ્ય ફેલાશે. ૫

### ભાગ ૨.

૧૦૨ મુક્તિ ફોજના મુળ નિયમ આ છે રે
દરેક ખરો સિપાઇ તેમને પાળશે. (ટેક)
તેઓ નિત્ય પોતાનો નકાર કરશે
અને બીજાનો બોજ માથે રાખશે. ૧

તેઓ સાચા તથા ન્યાયી થઈ રહેશે
ભલું કરવામાં બહુ હરખાશે. ૨
થઇ પ્રેમી શાંત અને ધીરજવાન
તેઓ નમ્ર ને દાતાર જણાશે. ૩
તેઓ લાંચ બાંચ કોઇ દિન લેશે નહિ;
કદી પાપની કમાઇ નહિ ખાશે. ૪
તેઓ દરરોજ દેવની વાત વાંચે
ખરી પ્રાર્થના કરી વિશ્વાસે. ૫

## ૧૦૩ આશીર્વાદ.

રાગ. "ધન્ય ધન્ય છે ઈસુ નામ."
યહોવાહ આશીર્વાદ, તને આશીર્વાદ,
તને આશીર્વાદ, આશીર્વાદ આપો,
યહોવાહ નિત્ય તારૂં રક્ષણ કરો. ૧
યહોવાહ પ્રકાશ, સ્વમુખનો પ્રકાશ સ્વમુખનો,
પ્રકાશ, સ્વમુખનો તારાપર પાડો,
યહોવાહ સદા કૃપા તારાપર કરો પ્રકાશ સ્વમુખનો. ૨
યહોવાહ પોતાનું મુખ, પોતાનું મુખ,
પોતાનું મુખ તારાપર ઉઠાવો,
યહોવાહ, જીવતો દેવ શાંતિ તને આપો, ૩

# મુક્તિની ટેકો.

૧ *He is a mighty Saviour.*
બળવાન છે મારો ત્રાતા, તારી શકશે તમને.

૨ *I do believe, I will believe.*
હું માનું છું, હું જાણું છું, ઈસુ મારે લીધે,
વધસ્થંભપર લોહી વહેવડાવ્યું પાપથી છોડાવવાને.

૩ આકાશમાં ચાલું છું, પુરી મુક્તિ પામીને,
માટે તમે પણ સઘળાં પાપ તજીને સ્વર્ગમાં ચાલોરે.

૪ *The Heavenly gales are blowing.*
સ્વર્ગી વાઝોડાં વાય છે, સફાઇનો સાગર વહે છે,
પાપ મારાં તે લઈ જાય છે; હાલેલુયા ! ઇસુની જય !

૫ *Oh ! the Lamb, the bleeding Lamb.*
રે હલવાન દેવનું હલવાન, જડેલ વધસ્થંભે,
તું મારે કાજ, થયું જગન પાપથી છોડાવવાને.

૬ *Over me, over me it is flowing.*
"મારાપર, મારાપર હવે વહેછે,
મારાં બધાં પાપ દૂર કરે છે;
મારાપર મારાપર હવે વહેછે, મુક્તિની નદી."

૭ *I am clinging to the Cross.*
વધસ્તંભને પકડું છું,
તારણ આપે છે ઇસુ.

૮ *Beautiful River.*
મુકિતની નદી, મુકિતની નદી,
શુદ્ધ કરવા ને સાફ રાખવા વહે છે.

૯ ઈસુની પાસે તમે આવોરે, મુકિત પામોરે. (૩)
ઇસુના જેવો મારે થવું છે, દેવની કૃપાથી (૩)

૧૦ *And above the rest.*
ઈસુના નામની જય બોલો, જયજય બોલો, જયજય બોલો;
ઇસુના નામની જય બોલો, કે તેણે મુકિત માર્ગ ખોલ્યો

૧૧ ખરો તારનાર છે ઇસુ, નકલંક સાહેબ, સદ્ગુરૂ.

૧૨ *Enter, enter.*
માંય આવ, (૨) મારા મનમાં, પ્રભુ, (૩)
માંય આવ હાલ. (૨)

૧૩ *Oh how I love the.*
ઇસુ મને વ્હાલો લાગે, [૨] વ્હાલો લાગે [૩]
ઈસુ વ્હાલો લાગે.

૧૪ મસીહા મારા દુઃખમાં સોસાઇ ગયોરે !
સોસાઇ ગયોરે, વિંધાઈ ગયો રે.

૧૫ હવે ઇસુ દે છે મુકિત પાપીને તે બચાવે છે.

૧૬ ઘેર વળોરે ઘેરવળો સહુ જે ભટકેલા;
ઘેર વળો, તમ જે જગમાં ખાધા દુઃખ ઠેલા.

૧૭ મનમાં પધારીને આશીષ દે,
વિશ્વાસ વધારીને આશીષ દે.

---

## અનુભવની ટેકો.

૧૮ તારે છે રે, તારે છે; ઇસુ હાલ મને તારે છે;
પાપનાં બંધન તોડી નાખી હાલ મને તારે છે.
માફ કર્યાં છે, માફ કર્યાં, ઇસુએ મજને માફ કર્યાં;
હાલેલુયા ! પાપનો કલંક ઇસુએ સાફ કર્યાં.

૧૯ જીવનદાતાએ મને જીવન આપ્યું છે,
દેવનું રાજ્ય તેણે મારા મનમાં સ્થાપ્યું છે.
મન મધે શાંતિ ઈસુને ત્યાંથી
બક્ષી રકતે મુકિત શકિત જીવન દાતાએ૦

૨૦ દિલમાં છે ઈસુ તે આપે છે અજવાળં;
તેની સારી સેવા આપણે કરીશું સર્વકાળ.

૨૧ જય, જય, જય, જય, જય ઇસુની જય,
મન મારામાં હવે ઇસુ રાજ કરે છે.

૨૨ બોલો હાલેલુયા ! ઈસુ તારે છે, બોલો હાલેલુયા !

૨૩ હાલેલુયા ! બોલો હાલેલુયા !
ઇસુ મને જય પમાડશે, હાલેલુયા !

૨૪ આનંદ છે મને આનંદ છે.
ખરો આનંદ છે બહુ આનંદ છે

૨૫ હું તનમન ધન સર્વ ઈસુને સોંપું છું,
ઈસુને સોંપું છું રે, હમણાં ઈસુને સોંપું છું(૨)હું તન૦

૨૬ *Oh you bring the one.*
રે તુજ સાથીને લાવજે તું, ને મુજ સાથીને લાવીશ હું;
આપણ સૌ મળી, ખ્રીસ્ત પાસે વાળી તેમને સમજાવીશું;
તો તુજ સાથીને લાવજે તું, ને મુજ સાથીને લાવીશ હું
એમ તારતાં સંસાર, ન લાગે વાર,
તો તારો, તારો, એક એક લઇ.

૨૭ *Jesus knows all about.*
આપણાં દુઃખો જાણે છે, ઇસુ
તે દોરી લેશે અંત સુધી;

મિત્ર નથી જેવો પ્રેમી ઇસુ,
એક પણ નહિ, એક પણ નહિ !

૨૮ *Its altered now.*

બહુ ફેર થયો, (૨) હું હતો દુઃખી, છું હવે બહુ સુખી,
બહુ ફેર થયો (૨) જયારથી મન બદલાયું બહુ ફેર થયો.

૨૯ *Joy, joy, joy joy.*

જય જય જય જય ઈસુ આપે છે
શાંતિ, સુખ ને પૂરી સફાઇ ઈસુ આપે છે.

૩૦ *I was wandering.*

અરે રાનમાં હું ફરતો ભટકી, વેગળે વેગળે,
પણ ઇસુએ ખોળ્યો છે પ્રીતિથી, ધન છે રે. (૨)

'૩૧ *Grace flowing so rich add free.*

કૃપા મફત અને ઘણી, કૃપા સાગર સમાન ઉંડી,
કૃપા વ્હેતી છે સ્થંભથી, મનકાજ છે પૂરતી.

---

## પવિત્રાઇની ટેકો.

૩૨ *O Lord send the Power.*

પ્રભુ પરાક્રમ મોકલ હાલ [૩]
અગ્નિના આત્મા આવ.

૩૩ *Wash me and cleanse me.*
ધોજે રે મને, શુદ્ધ કરને મને, હાલ મારાં પાપ લઈલે.

૩૪ *I am so glad there is.*
ધન છે કે મારે કાજ સફાઇ છે, મારે કાજ છે [૨]
ધન છે કે મારે કાજ સફાઇ છે, મારે, હા, મારે કાજ.

૩૫ *A little more faith.*
મને એજ જોઇએ [૩] ઇસુ પર વધુ વિશ્વાસ.

૩૬ *Lord send the Power again.*
દેવ શક્તિ મોકલજે, આમેન ! રે શક્તિ મોકલજે !
છે વિશ્વાસ તુજપર વચન સંભાર, દેવ શક્તિ મોકલજે.

૩૭ *Coming to Thee*
આવું છું રે, તારી પાસે,
પ્રીતિવાન તારનાર આવું છું રે (૨)

૩૮ *Lord send the old.*
પ્રભુ તારૂં પરાક્રમ દે, પવિત્ર આત્મા દે
રેડજે અમપર, આશીર્વાદની ધાર;
પ્રભુ તારૂં પરાક્રમ દે! પવિત્ર આત્મા દે
કે પાપીઓ બચી જાય તુજ મહિમા વધાર.

૩૯ *Eden above.*
વિશ્વાસ વધાર (૪) મારી પ્રાર્થના એ છે.

૪૦ *Pour Thy Spirit.*
આત્મા રેડજે, આત્મા રેડજે મારા અંતઃકરણ પર;
અને આ પળથી માંડીને તારા લોકને જાગૃત કર.

૪૧ *I will follow Thee my Saviour.*
તારા પગલામાં હું ચાલીશ, મારે બદલે મુઓ તું;
ને જો સઘળા તને છોડે હું તો રહીશ વિશ્વાસુ.

૪૨ *Glory to His name.*
જય! ઈસુની જય! જય! ઇસુની જય!
જ્યાં રૂદીયે તેનું ખુન લાગ્યું, જય! ઇસુની જય!

૪૩ *Oh! send a Revival again.*
રે જાગૃત કર પ્રજા તારી, રે જાગૃત કર પ્રજા તારી,
મહા મોટી ઈચ્છા અમારી છે આ, કે જાગૃત કર પ્રજા તારી,

૪૪ *The only Thee.*
તારી પાછળ, (૨) ઈસુ મારા તારી પાછળ ચાલીશ.

૪૫ *I'll do what Jesus bids me do.*
જે ઇસુ કહે તે હું કરીશ (૨ વખત) તે મુઓ મારે કાજ.

૪૬ આગી પ્રેરિતો, (૨) દેવ લઈને બનાવજે
આગી પ્રેરિતો,

૪૭ આવોરે આવો વિશ્વાસથી આ લોહીની તીરથમાં;
તે થકી તમારૂં હૃદય બરફના જેવું શુદ્ધ થશે.

૪૮ મેં તો ઇસુને તનને મન સોંપી દીધાં જે થાય તે થાય.

૪૯ *Now I am coming.*

હું તારી પાસે આવું છું, પ્રભુ;
હાલ મને પૂર્ણ શુદ્ધ કરજે.
પ્રભુ, મજ પર પોતે રાજ ચલાવ;
મજમાં, મજથી તારી ઇચ્છા થાવ !
મારી પાસે તારૂં કામ કરાવ.
મારી અરજ તું સાંભળે છે.

૫૦ મજ ઇચ્છાને પવિત્ર કર,
મનમાં કર તથા રાખ નિર્મળ;
તારા આત્માથી મને ભર,
પાપીઓને તારવા મોકલ.

૫૧ *Jesus! Oh how sweet.*

ઈસુ ! કેવું મીઠું નામ ! ઈસુ ! અદ્ભૂત તેનું કામ !
ઇસુ ! સ્તવો લોક તમામ ! છે સ્તુતિ યોગ્ય સદા.

૫૨ *Holy spirit come.*

શુદ્ધ આત્મા આવ (૨)
બાપના વચનવાળો, શુદ્ધ આત્મા આવ.

૫૩ *Oh breath upon me.*

રે મને તારો આત્મા દેજે તારનાર;
મનમાં પ્રકાશ પાડ, દોષ મારો દેખાડ;
રે તારી પૂર્ણતા હું હાલ ચાહું છું,
સૌ સંદેહ મારો છેકજ મટાડ.

૫૪ *Coming this way.*

આવે છે રે, હા, આવે છે રે,
એક મોટી જાગૃતિ આવે છે રે;
કરો વિશ્વાસ, શ્રમ ને પ્રાર્થના,
એક મોટી જાગૃતિ આવે છે રે.

૫૫ *Oh for showers.*

હે કે સુકી ભુમી ભીંજાય, ધર્મસજીવન હાલ જોઈએ;
હે કે વધારે પ્રાર્થના થાય, ધર્મસજીવન હાલ જોઇએ.

૫૬ *He walks with me.*

મજસાથ ફરે ને વાત કરે, તું છે મારો કે' છે;
ને હર્ખ બહુ થાય મારા મનની માંય,
એવું સુખ જગમાં છે નહિ.

૫૭ *Underneath are the*

ભુજ સનાતન મારી તળે છે (૨)
કેવું મન હરખાય, ઝરા નથી ભય,
ભુજ સનાતન મારી તળે છે.

## ५८ *Give me faith.*

હે વિશ્વાસ, ખૂબ વિશ્વાસ, દે મને ત્રાતા દેવ,
હરવેળે, સૌ જગ્યે મોતલગી.
મારી હિમ્મત હજારગણી તું વધાર,
મને નિડર શૂરવીર કર, તારનાર;
હે વિશ્વાસ, ખૂબ વિશ્વાસ, દે મને, ત્રાતા દેવ
હરવેળે, સૌ જગ્યે મોતલગી.

## ५૯ *Cast your anxiety on Me.*

ઇસુપર સઘળી ચિંતા નાખી દોરે, ગભરાશોમા;
ઇસુપર સઘળી ચિંતા નાખી દઈ ને સુખી થાવ બધા;
ચિંતા કીધે શું થાયરે ? પ્રભુમાં હરખાવ;
રે ઇસુપર સઘળી ચિંતા નાંખી દઇને મોં મળકાવ.

## ૬૦ *Walk with the king.*

હું ચાલુંછું રાજાની સંગે; હું ફરૂંછું રાજાની સંગ;
મન મારૂં છે સ્થિર થાઉં તેનો શૂરવીર
હું ચાલુંછું રાજાની સંગ.

## ૬૧ *Sweeter as the days.*

નીત વધારે મીઠી થાય, મીઠી પળેપળ જણાય;
કે'વાય કેવી રીતિ ખ્રીસ્તની મીઠી પ્રીતિ ?—
નીત વધારે મીઠી થાય.

## ૬૨ *You can tell out.*

તું તો સુવાર્ત્તા કહી શકશે, તું, હા, તુંજ
કોકનું મન તેથી હરખાશે,કોકનો બોજ હલકો કરાશે,
તુંતો સુવાર્ત્તા કહી શકશે, તું, હા; તુજ.

## ૬૩ *Dont turn Him away.*

ખ્રીસ્તને પાછો ન કાઢ, ખ્રીસ્તને પાછો ન કાઢ !
અંતરમાં ફરીથી આવિયો છે, તું ભૂલ્યો તેમ છતાં;
તેની કેટલી જરૂર પડશે ન્યાયને દિવસે ?
એ માટે તારનારને પાછો ન કાઢ; પાછો ન કાઢ.

## ૬૪ *Grace abounding.*

કૃપા પુષ્કળ છે મારે કાજ; કૃપા પુષ્કળ મજ કાજ,
છે આ સુંદર વચન દેવના લેખોમાંજ;
કૃપા પુષ્કળ છે મારે કાજ.
કૃપા પુષ્કળ મારે કાજ. કૃપા પુષ્કળ મજ કાજ.
જ્યાં પાપનું હોય જોર ત્યાં કૃપા ભરપૂર,
કૃપા પુષ્કળ મજ કાજ.

## ૬૫ *In the Father's care.*

છિયે બાપની સંભાળમાં, હા; બાપની સંભાળમાં;
સાંભળે છે હરેક ખરી પ્રાર્થના;

તેની પ્રિતપર ટેકીને પૂરી કરશે આશા;
ભય નથી કારણકે છિયે બાપની સંભાળમાં

---

# યુદ્ધની ટેકો.

૬૬ *Tune:—Maple leaf.*

આગળ ચાલો ! આગળ ચાલો ! આગળ ચાલો એક સંપથી.
જય દેનાર રુધિર ઉપર આશિષ આપજે પ્રભુ

૬૭ સેના આવી છે જી; આપણા ગામમાં આવી છે જી.
સર્વ લોકનાં પાપ છોડાવવા, મુક્તિ પમાડવા આવી છે જી.

૬૮ *Thy Soldier I will be.*

હું ચાલીશ તારી પાછળ, તું જ્યાં લઈ જશે ત્યાં;
હું ચાલીશ તારી પાછળ, પરદેશમાં ને પરગામ;
હું ચાલીશ તારી પાછળ, સાચો રહી સદા,
દુઃખ સુખની માંય, ગોઠે તેમ થાય, હું થઈશ તારો સિપાઇ

૬૯ *Lift up the Army banner.*

ધ્વજને ઉંચો કરો ' લોહી ને આગ ';
' લોહી ને આગ ' ન કરો ત્યાગ;
ધ્વજને ઉંચો કરો ' લોહી ને આગ ',
એ છે મુક્તિનો સંદેશો.

૭૦ *For the Cross, the colours.*

ચંબ, ધનને દેવના રાજને માટે
હાથો લોકો લેઇ રે' છે વાટ;
લાંબા હાથ કરી અનેક દેશમાંથી
તેઓ બોલે આવ પ્રભુનું માની;
તેની સહાય કરવી જોઈએ, દરેકની છે જરૂર
જ્યાં લગ આખું જગ ન મુક્તિ પામે
ને તેના મહિમાએ થાય ભરપુર.

૭૧ યુદ્ધમાં ટકી રહો યુદ્ધમાં ટકી રહો,
ટકી રહો અંત રહો સુધી;
જો ટકી રહો સદાય તો હારી નહિ જવાય,
માટે ટકી રહો અંત સુધી.

